श्रीपार्श्वनाथाय नमः ।

# श्री रविवार व्रत कथा.



502

પ્રકાશક—
મુળચંદ કસનદાસ કાપડીઆ,
દિગંબર જૈન પુસ્તકાલય, ચંદાવાડી—સુરત.

આવૃત્તિ બીજી ] વીર સં. ૨૪૫૦ [ પ્રત ૧૦૦૦

માલાવાડા ( જી. વડોદરા ) નિવાસી શાહ ફુલચંદ છગનલાલ તરફથી પોતાની સૌ. પત્ની **પારવતીબાઇ** તથા તેમના નાના ભાઇ **ભાઇલાલ** છગનલાલની સૌ. પત્ની ચંપાબાઇએ રવીવાર વ્રતના ઉદ્યાપનમાં આ પુસ્તક ભેટ વહેંચ્યું છે. સં. ૧૯૮૦ જેઠ સુદી ૫.

" જૈન વિજય " પ્રિન્ટીંગ પ્રેસ—સુરતમાં મુળચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.

કિં. રૂ. ૦-૧-૬.

# નિવેદન.

આ રવીવાર વ્રત કથા પ્રાચીન ગ્રંથો ઉપરથી સંશોધન કરીને કરમસદ (ખેડા) નિવાસી શ્રીયુત ચીમનલાલ જીવાભાઇએ ૧૫ વર્ષ ઉપર ગુજરાતના હિતાર્થે બહાર પાડી હતી જે કેટલાક સમયથી ખપી જવાથી ગુજરાતમાંથી માંગણી થવાથી અમોએ તે ફરીથી છપાવી પ્રકટ કરી છે. આ વખતે ટાઇપ પણ મોટા કર્યા છે, કદ પણ વધાર્યું છે તથા કથાની સાથે પ્રાર્શ્વનાથ સ્તોત્ર, પાર્શ્વનાથ પૂજા અને પાર્શ્વનાથની આરતી પણ દાખલ કરી છે જે રવીવારવ્રત કરનારને નિત્ય પાઠ પૂજા માટે બહુજ ઉપયોગી થઇ પડશે. આશા છે. કે આ આવૃત્તિનો ગુજરાતમા જલ્દી પ્રચાર થઇ જશે.

૧૧૬૬૮

વીર સં. ૨૪૫૦
જ્યેષ્ટ સુદી ૫
સુરત તા. ૭-૬-૨૪.

પ્રકાશક.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ





॥ श्रीपार्श्वनाथाय नमः ॥

# श्री रवीवारव्रतकथा.

## ચોપાઈ.

પ્રણમું પાર્શ્વ જિનેશ્વરપાય, સેવંતાં સુખ સંપત્તિ થાય;
વંદૂં વરદયક શારદા, સહ ગુરૂ ચરણ નમં સર્વદા. ૧
કથા કહું રવીવારજ તણી પૂર્વ ગ્રંથ પુરાણે ભણી;
એક ચિત્તે સુણે સાંભળે, તેહનાં દુઃખ દારિદ્રજ ટળે. ૨
સોહે સુંદર કાશી દેશ, પુર પાટણ છે અભિનવ વેશ;
વણારશી નગરી તિહાં સાર, જાણે સ્વર્ગ પુરી આકાશ ૩
પ્રજાપાલ તે નગરે રાય, પુંજે શ્રી જિનવરના પાય;
પુન્ય ન્યાય મારગ આચરે, પ્રજાતણું પ્રતિપાલન કરે. ૪
મતીસાગર તીહાં શ્રેષ્ઠી ભલો, સુંદર સકલ કળા ગુણનીલો;
ભાવે શુદ્ધ શુભ વ્રત આચરે, સહ ગુરૂ ભક્તિ સાચી કરે. ૫
કોટીધ્વજ તે શાહ સુજાણ, નિજ કુલ મધ્યે પ્રગટયો ભાણ;
ગુણસુંદરી તેહને ઘેર સતી, રૂપે સોહે રંભારતી. ૬
સાત પુત્ર તેને ઘેર હવા, જાણે દેવ કુંવર અભિનવા;
પ્રથમ પુત્ર ગુણવંતજ કહ્યો, બીજો સુત ગુણરાજજ લહ્યો. ૭
ત્રીજો સુત ગુણદેવ મહંત, ગુણકર ચોથો અતિ બલવંત;
પાંચમો ગુણસુદત્તજ ભલો, છઠ્ઠો ગુણ જે સુત નિરમલો. ૮

એ છ પુત્ર પરણ્યા અતિઆંગ, ભોગ વિલાસ કરે મન રંગ;
સાતમો ગુણધર સુંદર રૂપ, બુદ્ધિવંત વચન રસકુપ. ૯
બીજચંદ્ર સમ વધે બાલ, શુભ લક્ષણ અંગ સુકુમાર;
સાત વરસનો કુંવરજ થયો, સહકુટુંબને હરખજ થયો. ૧૦
શુભ મુહુરત જોઇ શુભદિને, ભણવા મુકયો પંડિત કને;
એકાક્ષરી બાળાક્ષરી સાર, અંકગણિતનો લીધો પાર. ૧૧
વ્યાકરણાદિક ભણીયો બહુ, જ્યોતિષરત્ન પરીક્ષા સહુ;
હીરા નેત્ર ને કરપલ્લવી, સર્વ કળા શીખ્યો અભિનવી. ૧૨
થોડા દિનમાં ભણીયો ઘણું, તે સહુ ફળ પૂર્વ ભવતણું;
પૂર્વે દીધું શાસ્ત્રજ દાન, તેહથી પામ્યો એવું જ્ઞાન. ૧૩
શાસ્ત્ર દાન, કીજે ઇમ જાણી, જેહથી લઇએ વિદ્યાવાણી;
એહ કથા એ સ્થાનક રહી, અવર કથા સાંભળજો સહી. ૧૪
સહસ્રકૂટ ચૈતાલું જહાં, ગુણસાગર મુની આવ્યા તિહાં;
સુણી હરખ પામ્યા નરનાર, વંદન ચાલ્યા પુરજન સાર. ૧૫
ત્રણ પ્રદક્ષિણા દેઇ રાય પૂજ્યા શ્રી મુનીવરના પાય;
ધર્મવૃદ્ધિ મુની બોલ્યા વાણ સાંભળતાં સુખ ઉપજે ખાણ. ૧૬
મુનિવર કહે ધર્મામૃતસાર, યતિશ્રાવકતણો ધર્મ વિચાર;
રત્નત્રય ભાખ્યો હિતકાર, દશ લક્ષણ યુત ધર્મ વિચાર. ૧૭
ક્રિયા તેપન કરો વ્રત અંગ, જેથી પામો સુખ અભંગ;
મુનિ વચન સુણીને સહુ, આનંદ્યા મન મધ્યે બહુ. ૧૮
છ વહુવર સાથે ગુણવતી, મુનીવરને કીધી વિનતિ;
કોઇક વ્રત આપો ગુણવંત, જેહથી સુખ લહીએ અનંત. ૧૯
તવ મુનીવરે આપ્યો રવિવાર, શ્રીજિન પાર્શ્વતણો મનોહર;
માસ અષાઢ થકી કીજીએ, અથવા શ્રાવણથી લીજીએ. ૨૦
શુકલ પક્ષ ઉતમ રવીદિને, તીહાંથી કીજે નવ શુભ મને;

પ્રથમ વર્ષ નવ પ્રોષધસાર, લવણુ રહિત આંબલ સુખકાર. ૨૧
એકલ ઠાણું ત્રીજે કરો, કાંજીહાર ચોથે આદરો;
પંચમે વર્ષ તક્રસુભાત, લવણુરહિત એકાસણુ વિખ્યાત. ૨૨
નિગોરસ કીજે સાતમે, લુખો આહાર કરો આઠમે;
નવમે એકાસણું વખાણુ, ઉત્કૃષ્ટ પણે એ વિધિ જાણુ. ૨૩
નવ વરસ કીજે મનોહર, અથવા સહુ ઉપવાસ ઉદાર;
અથવા એકલ ઠાણું આદરો, અથવા એક ભુક્તિ આદરો ૨૪
અવર ભેદ કહું તે સુણો, એ સઘળી વિધિ લાગટ ભણો;
એકાશી રવીવાર વિશાળ, કીજે ભાવ ધરી સુકુમાર. ૨૫
વ્રત દિવસ ધંધો પરિહરો, શ્રી પાર્શ્વનાથની પૂજા કરો;
પંચામૃત ધારા સુવિશાળ, ભણીએ શુભ અષ્ટક જયમાલ. ૨૬
કનકતણા ફુળ દીપક સાથ, ઉતારો ભવીયણ નિજ હાથ;
નાલી કેલ આદી ફલ સાર, નવફળ આણો અતિ સુખકાર, ૨૭
નવ શ્રાવક ઘેર દીજે દાન, પ્રતિવરસે યે વિધિ પ્રમાણ;
તેહ દિન ભવિયણ આચરો, ક્ષમાવૃત કોમલ મન કરો. ૨૮
ભોળે ભાવે સત્ય ભાખીએ, સંયમ શોચ પણ રાખીએ;
તપ કીજે ચોવિધનું દાન, પ્રતિ વરસે યે વિધિ પ્રમાણ ૨૯
સંખ્યાવ્રત સાચીનું સાર, બ્રહ્મચર્ય પાલો અવતાર;
વિકથા તજો જિનસ્તુતિ કરો, સ્થિર ચિત્ત નવકારજ ગણો. ૩૦
પારણે પાત્રદાન દીજીયે, નવ વરસ એણી પેર કીજીયે;
વ્રત પુરે ઉદ્યાપન કરો, નહીં તો બમણું વ્રત આદરો. ૩૧
એહ થકી સુખ સંપત્તિ હોય, દુઃખ દારિદ્ર ન પીડે કોય;
શુભ સંપત્તિ પામો સુત ઘણા, ફળે મનોરથ નિજ મન તણા. ૩૨
એ વ્રત આદિ અનાદિ કહ્યો, શ્રી જિનના મુખથી એ લહ્યો;
તવ ગુણસુંદરી જોડી હાથ, વ્રત લીધો નિજ વહુવર સાથ. ૩૩

મુની વાંદી ઘેર આવ્યા સહી, એ વિધિ સહુ કુટુંબને કહી;
તવ મતિસાગર એમ ઉચરે, કનક ફળ કેમ પાતિક હરે. ૩૩
વ્રત નિંદા કીધી અતિ બહુ, તે પાપે ધન ચાલ્યો સહુ;
ગયાં કચોલાં કંચન તણાં, જડિત જડાવ આભૂષણ ઘણાં. ૩૫
મોતી હીરા ચુનીલાલ, ગઇ સકલ રૂપાની થાળ;
હીર ચીર પીતાંબર સાર, ગઇ મુદ્રિકા નવસર હાર. ૩૬
ગયા ચુવા ચંદનના ભોગ, પાન ફુલનો પડયો વિજોગ;
ગોરસ પંચામૃત રસ જોય, દાસીદાસ ન દીસે કોય. ૩૭
દેશોદેશ હોતા વ્યાપાર, તે નહિ દીસે એક લગાર;
ગયો સગાતણો સૌ સ્નેહ, દિનદિન દુઃખે દાઝે દેહ. ૩૮
અન્ન વસ્ત્રથી રહીતજ થયા, સહે કષ્ટ નવી જાયે કહ્યા;
એમ જાણી નિંદા પરિહરો, શ્રી જિનવાણી નિશ્ચે કરો. ૩૯

દોહરો.

પાપ ફળે લક્ષ્મી ગઈ, દિન દિન દુઃખીયા હોય;
કર્મ તણી કુટીલા ગતિ, જીવ વિચારી જોય. ૪૦
જે સુતા નિજ મંદિરે, નવપેણુ ઉપર જેહ;
તાપ શીત નવી જાણતા, ભૂપરી લોટે તેહ. ૪૧
નવીન વસ્ત્ર જે પહેરતા, બહુ શોભિત શણગાર;
તે એક કોપીનભર થયા, હીંડે દ્વારોદ્વાર. ૪૨
પંચામૃત ભોજન ભલુ, કરતા નિજ મનરંગ;
દુઃખ સહી પેટજ ભરે, કર્મતણો પરસંગ. ૪૩
એમ જાણી મિથ્યા તજો, ધરો એક જિન ધર્મ;
ગંગાદાસ કહે જેહથી, પામો શિવ-સુખ શર્મ. ૪૪
પુત્ર સાત મન ચિંતવે, ભર જોબન નવવેશ;
સ્વદેશે સંપત્તિ ભલી, વિપત્ત પડે વિદેશ. ૪૫

એમ ચિંતવી સહુ આવીયા. માત પિતાની પાસ;
અમો જાઉ પરદેશડે, તમો રહો નિજવાસ. ૪૬
માતપિતા બહુ દુઃખ ધરે, કાંઇ ન સુઝયું કાજ;
હા હા દૈવ દયા રહિત, એ શુ કીધુ કાજ. ૪૭
એમ વિલાપ કરે ઘણા, તવ ગણધર કહે સાર;
કર્મ કહે તેમ નાચીએ, યહ સંસાર મોઝાર; ૪૮

ચોપાઇ

કર્મ તણી ગતિ કહી નવ જાય કર્મે પીડયો રાવણરાય;
કર્મે રામચંદ્ર વન ગયા, કર્મે પાંડવ સહુ હારિયા. ૪૯
માટે માત વિચારી જોય, કર્મ થકી બલીયો નહિ કોય;
એમ સમઝાવી ચાલ્યા ભ્રાત, નગર અયોધ્યા આવ્યા પ્યાત. ૫૦
તીહાં શ્રેષ્ઠી જિનદત્તજ વસે, દેખી સજ્જનનાં મન હસે;
જઇ ભેટયા તેહને સગ ભ્રાત, માંડી કહી તે આગળ વાત. ૫૧
દયાવંત શ્રેષ્ઠી તે ચંગ, સહુ બંધવ રાખ્યા મનરંગ;
કામકાજ તેને ઘેર કરે, દુઃખે સુખે પેટજ ભરે. ૫૨
એ સંબંધ રહ્યો એણે ઠામ, સુણો કહું અવર અભિરામ;
માત પિતા હોતા નિજ ગામ, અવધિવંત મુનિ આવ્યા તામ. ૫૩
મતીસાગર ઘર ગુણસુંદરી, તિન પ્રદક્ષણાદેઇ વંદના કરી;
પુછે મુનિને દુઃખનો મર્મ, ઉદ્ધાગત કુણ આવ્યુ કર્મ. ૫૪
કે મેં કીધું હશે પૂર્વે પાપ, કે મેં સાધુને કર્યો સંતાપ;
કે મેં અણગળ જલ વાવર્યાં, કે મેં રાત્રિ ભોજન કર્યાં. ૫૫
કે મે દાન દેતાં રાખીયાં, કે મે જુઠ વચન ભાખીયાં;
કે મેં શીલ ખંડયો નિરમલો, કે મે વ્રત પાળ્યો નહીં ભલા. ૫૬
કે મેં લોપી જિનવર વાણ; કે મેં લોભે પીડયો પાણ;
કે મેં સાત વ્યસન સેવીયાં, કે મેં ઘૃતમાં તેલ ભેળીયાં. ૫૭

કે મેં જિન વચન ન રાખ્યું રૂદે, દીન થઇ મુની આગળ વદે;
સુણી વચન ગુરૂ બોલ્યા વાણુ, વ્રત નિંદા કીધે ધનહાણ. ૫૮
બીજીવાર વ્રત લીધું સાર, વિધિપૂર્વક કીધો રવીવાર;
તેહથી દુઃખ દારિદ્રજ ગયું, પર્વની પેરે સહુ ધન લહ્યું. ૫૯
હવે કથા સુણજો વિખ્યાત, જીહાં રહે છે બંધવ સાત;
એક દિવસ ગણધર વન ગયો, ઘાસ લઇ નિજ ઘર આવીયો. ૬૦
ભાભી કને ભોજન માગીયું, દાતરડા વિના તે નવી દીયું;
જે સ્થાનક ભુલ્યો નિજદંત, ત્યાં આવી જુએ ગુણવંત. ૬૧
દંત ઉપર વીંટાણો સાપ, કુંવર કહે કુણ આવ્યો પાપ;
મનમાં દુઃખ બહુ તે ધરે, નયન થકી જલધારા સરે. ૬૨
ચિંતવે કુવર હવે શું કરૂં, દંત વિના જો પાછો ફરૂં;
તો કહે ચોર સહુ પરિવાર, વેચ્યો દત હશે નિરાધાર. ૬૩
સહુ કુટુંબ દીસે અતિ ઘણા, વિપત્ત પડે કો નહીં આપણાં;
જબ દારિદ્ર આવે ઘરમાંય, ગુણ છોડી સબ અવગુણ ગાય. ૬૪
કલા કુશલ ચતુરાઈ હોય લક્ષ્મી વિના નવી જાણે કોય;
જો ધનવંત મદ મતિ હોય, તો ગંભિર કહે સહુ કોય. ૬૫
લક્ષ્મીવંત જો કાળો રહે, શ્યામ રૂપ સુંદર સહુ કહે;
સકળ કળા તે લક્ષ્મી પાસ, લક્ષ્મી વિના નર હોય નિરાશ. ૬૬
ઇમ વિલાપ એ આક્રદંજ કરે, વળી ફણીપતિ આગળ ઉચરે;
આપો દંત હવે નહી રખાય, સંકટ દુઃખ સહુ નવી જાય. ૬૭
એમ કહીને લાગ્યો પાય. સિંહાસન કંપારવ થાય;
અવધિ જ્ઞાને જાણ્યું આપ, જિન સેવક પામે સંતાપ. ૬૮
પદમાવતી તેડી તત્કાળ, દુઃખ ધરે છે ગણધર બાળ;
એહનો પિતા વણારશી ગામ, પાર્શ્વનાથ પૂજે અભીરામ. ૬૯
શ્રી જિનનો એ સેવક સહી, માટે દુઃખ નિવારો જઈ;
તવ પદમાવતી આવ્યા તીહાં, ગણધર દુઃખ પામે છે જીહાં. ૭૦

કનક દંત વળી લીધો હાર, પંચ રત્નમય અતિ ઝલકાર;
પાર્શ્વનાથની પ્રતિમા ભલી, ગણધરને આપી મનરલી. ૭૧
પૂંજો પ્રણમો તેહના પાય, તેથી રોગ શોક દુઃખ જાય;
જાઇ કરો મનવાંછિત ભોગ, સુખે રહો પરજન સંજોગ. ૭૬
હરખે કુંવર ગયો નિજગેહ, ભ્રાતને સહુ આપ્યો તેહ;
ભ્રાત કહે પરધન છે જેહ, કહનો ચોરી આણ્યો તેહ. ૭૩
જો જાણશે નગરનો રાય, ખંડ ખંડ કરશે તુજ કાય;
તવ ગણધરે વૃત્તાંતજ કહયો, સકળ ભ્રાતને સાચો લહયો. ૭૪
ધન ધન કુંવર તુજ ગુણવંત, તુમતણા પુણ્યનો ન આવે અંત;
ક્ષમા કરો અમ ઉપર બાળ, કરો કુટુંબ તણો પ્રતિપાળ. ૭૫
વાંક તમારો રતી નહી એક, વિપત્ત પડે ત્યા કીસો વિવેક;
બહુ ગણધરની સ્તુતિ કરે, પૂંજે શ્રીજિન આનંદજ કરે. ૭૬
સકળ ભ્રાત તે સુખે રહે, દુઃખ વાત તે તો નવ લહે;
એમ જાણી સહુ પુન્યજ કરો, મન વાંછિત ફળ પુન્યે વરો. ૭૭

દોહરા.

પુન્યે મન વાંછિત ફળે, પુન્યે સ્વર્ગ નિવાસ;
પુન્યે સુર સેવા કરે, લક્ષ્મી હોય ઘેર દાસ. ૭૮
પુન્યે રીપુ પીડે નહી, પુન્યે વાંચ્છીત ભોગ;
પુન્ય થકી પીડા ટળે, પુન્યે શુભ સંજોગ. ૭૯
સાત ભ્રાત એમ ચિંતવે, બહુ ધન આવ્યો હાથ;
સપ્ત ક્ષેત્રમાં ખરચીયે, તો આવે નિજ સાથ. ૮૦

ચોપાઇ

એમ ચિંતવી પ્રાસાદજ કર્યો, મધ્યે શ્રીજિન બિંબજ ધર્યો;
બિંબ પ્રતિષ્ઠા કીધી સાર, ખર્ચે દ્રવ્ય ન લાભે પાર. ૮૧

તેણી ચૌવિધ સંગ સુચંગ, દાન માન દીધાં મન રંગ;
તવ કોઇ દુષ્ટ વિચારે ચિત્ત, આ દરિદ્રીને કયાંથી વિત્ત. ૮૨
ભૂપતિ આગળ ચુગલી કરી, સાત ભ્રાત તવ આણ્યા ધરી;
પુછે ભૂપતિ સાચો કહો. કવણુ તુમ કુણુ સ્થાનક રહો. ૮૩
તવ ગુણધર નિઃકાક્ષિત થઇ, સહુ વાત નૃપ આગળ કહી;
હરખ્યો ભૂપ ધરી આનંદ, ધન ધન સ્વામી પાર્શ્વજિનંદ. ૮૪
ધન્ય ધન્ય વ્રત રવિવારજ તણો, દેખી રાય આચંભ્યો ઘણો;
ભૂપે ગણુધરને તેણીવાર, દીધી કુંવરી રૂપ અપાર. ૮૫
મોટા મંડપ ઘાલ્યા બહાર, ચંદરોપક દીધા વિસ્તાર;
પંચ શબ્દ વાજે બહુ નાદ, ગાયે કામિની કોકીલ સાદ. ૮૬
ચૅારી કનક તણી ચિતરી, ઇંદ્ર-સભા જિમ રચના કરી;
તળીયા તોરણુ જલ હર કરે, સ્વર્ગ દેવ જોવા ઉતરે. ૮૭
રાજાએ દીધું કન્યાદાન, નાચે પાત્ર કરે બહુ તાન;
વર કન્યા પરણ્યા તેણીવાર, બંદીજન કરે જય જયકાર. ૮૮
રાજા માન દે મન રળી, રત્ન જડીત સોના સાંકળી;
કાને કુંડલ કંઠે હાર, આપ્યા સુંદર સોળ શણુગાર. ૮૯
કંચન થાળ કચોલાં ઘણાં, બહુ વિધિ ભાજન રૂપા તણા;
રથ હાથી પાળા અશ્વાર, નેજા આયુધ ને દલ અપાર. ૯૦
દાસી દાસ સહ દામા દીધ, ભલી પેરે ભાવ ભક્તિ કીધ;
રંગધરી સાકેતા રહે, રાયતણું સન્માનજ લહે. ૯૧
સુખમાહી દીવસ ગયા બહુ વહી, ચિત્ત વાત નૃપ આગળ કહી;
અમો જાસું નગર આપણે, સુણી વાત નૃપ એમજ ભણે. ૯૨
રહો તમો અમ નગર મોઝાર, આણો સહુ કુટુંબ પરિવાર;
કહે કુંવર નૃપ ચિત્તજ ધરો, એ વચન અમ કેરૂં કરો. ૯૩
હરખ્યો ભૂપ દીયાં બહુ દાન, ચતુરંગ સેના સન્માન;

મહા વાદ્યનો ઘોષજ કીયો, કોશ એક નૃપ સાથે ગયો. ૯૪
સારી શીખ પુત્રીને કહી, ભેટી રાજા ચાલ્યો સહી;
સેના સહિત ઘેર ઉલ્હાસ, આવ્યા વણારસી પુર વાસ. ૯૫
માત પિતાને નમીયાં પાય, અતિ આનંદ નગરમાં થાય;
સજજન કુટુંબ મળીયા સહુ, સાસુ ચરણે નમીયાં વહુ. ૯૬
સકલ પુરજન આવી મલ્યા, શ્રી જિન નામે પાતિક ટળ્યા;
ધવલ ગ્રહ કીધાં રૂવડાં, જાણે સુંદર રત્ને જડયાં. ૯૭
સોહે સાત ક્ષેણું માળીયાં, જળહળતી મુકી જાળીયાં;
સુંદર રચના પહોળી પાટ, ચિત્ત શાલ હીંડોળા ખાટ. ૯૮
કરે ભોગ વિધવિધના ભલા, શ્રી જિનપદ પુંજે નિમલા;
સુખે રહે તે સહુ પરિવાર, દાનશીલ તપ ભાવ અપાર. ૯૯
એમ કરતાં વ્રત પુરો હુવો, ઉદ્યાપન માંડયો અભીનવો;
રચ્યા પછે શ્રી જિનપ્રાસાદ, મેરૂ શીખરથી માંડયો વાદ. ૧૦૦
શીખરબંધ સુંદર દીસંત, ધ્વજા દંડ ગગને લહેકંત;
મધ્યે ઘંટા ગમગમ કરે, સુણતાં સજજનનાં મન હરે. ૧૦૧
ચાર સ્થંભ વેદી ચતુરંગ, ગોપુર તોરણ અતિહી ઉતંગ;
કનક છત્ર સિંહાસન ધરી, મધ્યે શ્રી જિન પ્રતિમાધરી. ૧૦૨
તેડી સહગુરૂ અતિ ગુણમાળ, કરી પ્રતિષ્ઠા પંચ વિશાલ;
સંઘ ચતુરવિધ તેડી સાર, દાન માન દીધાં સુખ કાળ. ૧૦૩
ઝાલર તાલ કલશ ભૃંગાર, પીંગાણી અતી છે મનોહાર;
નવ નવ વિધ ઉપકર્ણ કર્યાં, સુંદર શ્રીજિન ભુવને ધર્યાં. ૧૦૪
અન્ન ઔષધ બહુ દાનજ દીયાં, નવ પુસ્તક ભાવે આપીયાં;
અભયદાન દીધાં અતિ ચંગ; એ વિધિ ઉદ્યાપન ઉતંગ. ૧૦૫
વાજે ઢોલ તબલ ઝણકાર, જિનશાસન વર્ત્યો જય જયકાર;
યથાશક્તિ ભવીયણ તમે કરો, તેથી ઘોર ભવાંબુધિ તરો. ૧૦૬

દાન ભાવ બુદ્ધિ નિત કરો, મુનિ દેખી બહુ ભાવજ ધરો;
એણી પેરે સુખ પામ્યા સોઇ, સ્વર્ગપુરી પામ્યા સહુ કોઇ. ૧૦૭
કોઇએક ભવ મધ્ય વળી, કોઇ એક પાંચ ભવે મન રળી;
કર્મ ખપાવી મુક્તિ જશે, આવાગમનથી રહિતજ થશે. ૧૦૮
સુખ સંપત્તિ લેશે તે ઘણું, એવું ફળ રવિવારજ તણું;
એમ જાણી કીજે રવિવાર, જેથી પામો સુખ અપાર. ૧૦૯
દેશ વરાડ વિષે શણુગાર, કારજા મધ્યે ગુણધાર;
ચંદ્રનાથ મંદિર સુખકંદ; ભવ્ય કુસુમ ભાસ નવરચંદ. ૧૧૦
મૂલસંઘ મતિવંત મહંત, ધર્મચંદ્ર શૂરવીર અતિસંત;
તસ્પટ્ટ કમલ દલ અતિરસ કૂપ, ધર્મભૂષણપદ સેવો ભૂપ. ૧૧૧
વિશાળકિર્તિ વિમલગુણજાણ, જિનશાસન પંકજ પ્રગટયો ભાણ;
તસ્પટ્ટ કમલમિત્ર દલમિત્ર, ધર્મચંદ્ર ધૃતધર્મ પવિત્ર. ૧૧૨
તેનો પંડિત ગંગાદાસ, કથા કરી ભવીયણ ઉલ્લાસ;
શાકે સોળશત પંદર સાલ, સુદ આષાઢ બીજ રવિવાર. ૧૧૩
અલ્પ બુદ્ધિથી રચના કરી, ક્ષમા કરો સજ્જન ચિત્ત ધરી;
ભણે સુણે ભાવે નરનાર, તે ઘેર હોય મંગળ આચાર. ૧૧૪

ઇતિશ્રી ભટ્ટારક શ્રીધર્મચંદ્ર અનુચર પંડિત ગંગદાસ
વિરચિત રવીવારવ્રત કથા સંપૂર્ણ.



# श्रीपार्श्वनाथस्तोत्र.

१९६६८

(द्यानतरायकृत)

भुजंगप्रयात छंद.

नरेंद्रं फणीन्द्रं सुरेंद्रं अधीशं ।
शतेंद्रं सु पुजें भजें नायशीशं ॥
मुनीन्द्रं गणेन्द्रं नमें जोड हाथं ।
नमो देव देवं सदा पार्श्वनाथं ॥ १ ॥
गजेंद्र मृगेंद्रं गह्यात् छोडावे ।
महा आगिते नागते तू बचावे ॥
महानीरते युद्धमें तू जितावे ।
महारोगते बन्धने तू खुलावे ॥२॥
दुःखी दुःखहर्त्ता सुखी सुख कर्ता ।
सदा सेवकोंको महानंदभर्ता ॥
हरे यक्ष राक्षस्स भूतं पिशाचं ।
विषं डाकनी विघ्नके भय अवाचं ॥३॥
दरीद्रीनको द्रव्यके दान दीने ।
अपुत्रीनको तें भले पुत्र कीने ॥
महा संकटोंसे निकाले विधाता ।
सबे सम्पदा सर्वको देही दाता ॥४॥
महा चोरका बज्रका भय निवारे ।
महा पवनके पूंजते तू उवारे ॥

महा क्रोधकी अग्निकी मेघधारा।
  महालोभ शैलेशको वज्र भारा ॥५॥
महामोह अंधेरको ज्ञान भानुं।
  महाकर्म कान्तारको दो प्रधानं॥
कियेे नाग नागिन अधः लोकस्वामी।
  हरो मान तू दैत्यको हो अकामी ॥६॥
तू ही कल्पवृक्षं तू ही कामधेनुं।
  तु ही दिव्य चिंतामणी नाम एनुं॥
पशु नर्कके दुःखसे तू छुडावे।
  महा स्वर्गमें मुक्तिमें तू बसावे ॥७॥
करे लोहको हेम पाषाण नामी।
  रटे नामसो क्यों न हो मोक्ष गामी॥
करे सेव ताकी करे देव-सेवा।
  सुने बयण सो ही लहै ज्ञान-मेवा ॥८॥
जपे जाप ताको नहीं पाप लागे।
  धरे ध्यान ताके सबै दोष भागे॥
बिना तोहि जाने धरे भव घनेरे।
  तुम्हारी कृपासे सरें कार्य मेरे ॥९॥

दोहा.

गणधर इन्द्र न करसकें, तुम बिनती भगवान॥
द्यानत प्रीति निहारके, कीजे आप समान॥१०॥



# श्रीचिंतामण पार्श्वनाथ अष्टक ।

ગંગા જલ ઉજવલ ખીર સમુજવલ, નિર્મલ જલ ભૃંગાર ભરં;
કર્પૂર સુવાસિત ગંધ સુવાસિત, જલધારા બહુ પાપહરં
**જય જય જિન સ્વામી, શિવ ગત ગામી,**
**જન્મ જન્મ તુમ ચરણુ નમું.**
**ભવસાગર તારણુ દુર્ગતિ વારણુ,**
**ચિંતામણી ચંદ્રરૂપ સમં. જલમ્:**
ઘન સારસુ ચંદન પાપનિકંદન, કુંમકુંમ કેશર ગંધવરં;
કર્પૂર સુપાવન, ચંદન બાવન, શ્રીખંડાદિક લેપકરં,
જય જય૦ ચંદનં.
મહાચંપક જાતિ, પુષ્પ સુજાતિ, પારીજાતક મંદાર પરં;
કરણેવર મોગર, કુંદ કદંબર, સાર કેતક બહુ પુષ્પવરં.
જય જય૦ પુષ્પં-
મહાશાલ વિશાલં પુજ્ય રસાલં, કોમલ તાંદુલ પૂજ કરં;
ચંદ્રાવત્સ દતા સરલ સુગંધા, ઉજવલ નિર્મલ આનીધરં.
જય જય૦ અક્ષતં.
પકવાન રસાલા સેવ સુહાલા, ઘૃત ઘેબર પકવાન પુરં;
ગુંદપાક સુ ખાજા મોદક તાજા, કનક થાલ નૈવેદ્યભરં.
જય જય૦ નૈવેદ્યં.
દીપામણી સુંદર જાતિ પુરંદર, પાપ તિમિર સંસાર હરં;
જોજિન રાજિત જ્યોત વિરાજિત, વિમલદીપ કર્પુર ભરં.
જય જય૦ દીપં.
કૃસ્નાગરૂ ધૂપં ધૂપરવરૂપં, ધૂપ સુવાસિત ગંધવરં;
કર્પુર સપૂરણુ બહુ દુઃખ ચુરણુ, ગંધ ઉત્કૃષ્ટ લે આગીધરં
જય જય૦ ધૂપં.

કદલી ફલ લીંબુ કરણી અંબુ, નારંગી બહુ મોચધરં,
ફલ નિર્મલ સારા વિવિધ પ્રકારા, શ્રીફલ મહા કલ્યાણકરં.
જય જય૦ ફલં.

જય ગંધ સુઅક્ષત, પુષ્પ ચરૂ ધૃત, દીપ ધૂપ ફલ અર્ઘકરં
મહા અર્ઘ ઉતારો, ભવ દુઃખ નિવારો, કનક થાલ ધરી
ફેર ધરં, જય જય૦ અર્ઘં.



## જયમાલ

ભવભવ ખંડણો, દુઃખ ત્રિહંદણો, અશ્વસેન રાય કુલ મંડણો;
સંસારાર્ણવ તારણો પાપ નિવારણો, જય જય શ્રી પાર્શ્વ-
નાથ જિનેશ્વરો ॥ ૧ ॥

જય પાર્શ્વનાથ દેવાદિ દેવ, સુરનર વિદ્યાધર કરત સેવ;
હો સેવ કરોત સુ નાગપાલ, મેં થાકયો સેવક કોડીકાલ.
જે પ્રભુ વંદે તે લહે સુખ, જે નહીં વંદે તે લહે દુઃખ,
હવે કરૂં વિનતિ સ્વામીસાલ, મેં સહીયા દુઃખ અનંતકાળ.
મેં જાણ્યો નહી ધર્મ અધર્મ ભેદ, મનમેં નહિં ચિંત્યા
શ્રીજિન દેવ,

અરહંત દેવ ભય લોક સાર, વંદે પુંજે તે લહે પાર.
જે પાર લહે ધરણેંદ્ર ચંદ્ર, સુરનર વિદ્યાધર નત નરેંદ્ર;
જે મુનીવર વંદે હાથ જોડી, તે નમત સુરાસુર અનંતકોડી.
તુમ નામ જપતાં દુઃખ જાય, ડાકીણી સાકીણી જોગીણી
પિશાચ;

વૈતાલ ભૂત ન્હાસે તુરંત, તુમ નામ જપંતાં એક ચિત્ત;

જલ વ્યાધિ અગ્નિ રાખે ન રાય, ગજ સિંહ વ્યાઘ્ર નહીં સર્પ ખાય.
સમરંતાં તૂટે મોહ જાળ, ઉપજે દેવા નમી સ્વામી સાળ;
એમ ભણે વચ્છ બોલ્યો વિચારી, સ્વામિ જન્મ મરણ કામ નિવારી.

ઘત્તા.

ઇહ જન્મ જર ખંડનો, દુઃખ વિહંડનો અશ્વસેનરાય કુલમંડણો.
સંસાર્ણવતારણો, દુઃખ નિવારણો, જયજયશ્રી પાર્શ્વનાથ જિનેશ્વરો. અર્ઘં.
કલ્યાણં ચ જયં ભદ્ર ચિંતિતાર્થં મનોરથં,
સર્વે અર્થો ભવંતુ તે. ઇત્યાશીર્વાદ.



# पार्श्वनाथनी आरति.

आरती करन श्री पार्श्व प्रभुकी, जन्म बनारस है जिनका

हो जन्म बनारस है जिनका;

घननन घननन बजे घंट घगा, ऐसा ध्यान मेरे जिनवरका ॥

जब कमठासुर कोप कियो, जब शामघटा व नल चमका।

गरडगाजे जब मूशलधार, धाड धडक्या जल सारा ॥ आरति०

थररर आसन कंप्यो सुरको, तब धरणीधर चित्त चमका।

फणीमस्तक हजार किये जब, जलक आयेस शिरढंका ॥ आरति०

धरणीधर तब देखे आये, पद्मावती कुंग लिया।

पद्मवतीने किये शीशार, शेश नागने छत्र किया ॥ आरति०

तब पद्मावती सब शणगारे, थै थै नाच को लैंहका।

गागरदी गागरदी घम मृदंग बजत ह, दुंदुभी २ बाजे डंका। आरति०

एर्ण पेर गीत संगीत गावे जब, गंधर्व गान करे प्रभुका।

कति अगरचंद प्रभु गुण गावे, जीवित सफल भया उनका ॥ आरति०



# ગુજરાતી ભાષાનાં પુસ્તકો.

**ચેતન-કર્મ ચરિત્ર**-ચેતન અને કર્મના રસીલો બોધદાયક સંવાદ-પૃ૦ ૨૦૦ છતાં સસ્તી જૈન ગ્રંથમાલાનું પુસ્તક હોવાથી કિં૦ માત્ર ચાર આના.

**યશોધરચરિત્ર**-અહિંમા ધર્મને પ્રતિપાદન કરનાર ધાર્મિક રસીલું ચરિત્ર. પૃ૦ ૨૦૦ અને ૪ ચિત્રો સાથે, છતાં મૂલ્ય માત્ર ચાર આના.

**ધર્મપરીક્ષા**-શ્રી અમિતગતિ કૃત મનોવગ પવનવેગની મનોહર અને રસીલી કથા. અડધી કિંમત માત્ર આઠ આના.

**સુકુમાલચરિત્ર** ા **જીવંધરસ્વામી ચરિત્ર** ાા

અકલંકચરિત્ર સાર્થ ૦)≈ જીવવિચાર ૦)=

ઇશ્વરકર્તા ખંડન ૦)= **રૂપસુંદરી** ા

**સામાયિક પાઠ**-( સંસ્કૃત મૂલ, અર્થ, ભાષા સામાયિક પાઠ, વિધિ ને આલોચના પાઠ સહિત) મૂલ્ય માત્ર દોઢ આનો.

આલોચના પાઠ સાર્થ ૦)= **રવીવાર વ્રત કથા** ૦)–ાા

કલ્યાણમંદિર સાર્થ ૦)= **અનિત્યપંચાશત** સાર્થ ા

**બાર ભાવના** અર્થ સાથે ૦)≈ **દિ૦ જૈન સ્તવનાવલી** ા

**સામાયિક પાઠ ભાષા** (અર્થ અને મિચ્છામિ દુક્કડં સહિત) ૦)–

**નિત્ય નિયમ પૂજા** સાર્થ ાા **તત્વાર્થ** સૂત્ર ગુ૦ ટીકા ા≈

**બાળબોધ જૈન ધર્મ** ભાગ ૧લો ૦)ાાા ભાગ બીજો ૦)–ાં

,, ,, ભાગ ૩ જો ૦)–ાા ભાગ ચોથો ા

**શ્રાવિકા સુબોધ સ્તવનાવલી** (ગીત, ગરબાઓ વગેરેનો સંગ્રહ) ૦)≈

**જૈન સંસ્કાર વિધિ**-વિવાહ વિધિ ાા

**શ્રાવિકા સુબોધ** (શ્રાવકવનિતાબોધિનીનો ગુજરાતી અનુવાદ ) ા



